# રાજરાણી ફોનોગ્રાફ

૬૦ સ્ટેશન રોડ. વીનસ સીનેમા પાસે-સુરત.



—મુદ્રણાલય એમ. પી. વ્યાસ.

કીંમત બે આના.

## પ્રેમ વિજયઃ- (કોમીક) સાસરે-સંદેશો.

જોબન નવરંગમાં ઝુલતી ઉમંગમાં,
તનડે તાલાવેલી થાય છે;
કહેજો સંદેશો મારા શ્યામને
સુહાગી રાજ તલસી તલસીને જીવ જાય છે......
ચાંદલીયો જોઈ મારૂં ચીતડું ચોરાય છે,
કોયલડી ટહુકે મારૂં કાળજું કોરાય છે;
વેલો જોડાવો રાજ આણા લઈ આવો,
મારી મોંઘી વસંત વહી જાય છે..................

## પ્રેમ વિજયઃ- (નાનકડી નારીનો પતિને ઓરડર)

સાહ્યબા સડકે બંધાવ માંડવગઢ જાવું
સોનેરી રથડા મંગાવ..................
મખમલ કીનખાબ તણાં ગાદલાં બીછાવી,
માંહી અત્તરનાં છાંટણાં છંટાવ........
કચ્છી ઘોડાની જોડ જોડી અલબેલડી,
પ્યારીને પ્રીતે પધરાવ..................
પચરંગ પાઘ તમે પહેરો પ્રીતમજી,
શીર પેચે કલગી લગાવ..................
હળવે હાથે તે રથ હાંકો નાવલીયા,
નાનકડી નારી રીઝાવ......................

**પ્રેમ વિજય:- રાગ-કવાલી (નયનમાં નાચતાં ખંજન)**

મનોહર પીનસ્તન પરથી સરકશે અલિ અંચલ,
રસિકની આંખડી જોશે પલક ભર એ થશે ચંચળ.
રસિક શૃંગારની મસ્તી, નથી આ વિશ્વમાં સસ્તી.
નકામા શબ્દ બાણોથી સતાવો ના હૃદય કોમલ.
અલક લટ ઝુલતી ગાલે. નયનમાં નાચતાં ખંજન,
નીરખશે કો રસિક વર તો પલકમાં એ થશે ઘાયલ.
રસિક ઉરમાં પુરાયાંના, અધર રસમાં ભીંજાયાંના,
ઘવાયાંના નયનશરેથી બીજાને શું કરે ઘાયલ.

**પ્રેમ વિજય:- (કોમીક) કાઠીયાવાડી—ગાયન.**

એક રૂપીયારો ઢોલા રૂઈ મંગ વાયો
કાતણ દે કતવારો જોડીરા ઢોલા ઝીણો કાંતોસા
બાર બાદ વરસોં શું નોકરી ગીધાયા
ખોટા રૂપીયા લાયા જોડીરા ઢોલા બા'ર ફેંકો શા
પતળીસી દાળ ગવાંડારે કુલકા તુરીયાંરી તરકારી
જોડીરા ઢોલા ભેળા જીમોશા.

**પ્રેમ વિજય:—(શ્રીમંતોની જુડી દુનીયા)**

શ્રીમંતોની દુનિયા છે જુદી જુદા સૌ વહેવાર,
જોઈ અમીરીના અંજાશો સ્વાર્થ તણુંજ બજાર.
મંડલ માયા જોઈને કોઈ વ્યર્થ નહીં લલચાશો,

ઝાકળનાં જળ મીઠાં માની પીવા કદી નવ જાશો
એના ખોટા છે ચમકાર..............
સ્વાર્થી જનોની શબ્દજાળમાં કદી નહી બંધાશો
પ્રપંચી જગમાં ભોળાં થાશો તો આખર પસ્તાશો
એમાં જોશો નહીં કાંઈ સાર......................

## પ્રેમ વિજયઃ– રાગ–કવાલી (ખોટો પ્રેમ)

પ્રેમ પ્રેમ શું કરો જગતમાં શુદ્ધ પ્રેમ નવ મળે,
ફોગટ ફાંફાં મારી દીવાના જીવન ભર ટળવળે;
ચકોરો ચંદ્ર ઉપર મરતાં પતંગો જ્યોતિપર જળતાં,
રસિક કુમુદિની શશીવર જોવા રાત દિવસ લલચાય;
સ્વાર્થી નીશાકર અંબરપટમાં રોજ રોજ સંતાય;
બીચારી તલસીને બીડાય અરે એતે શું પ્રેમ ગણાય.
માની સુધારસ રંકસારસો મૃગ જળ પીવા જાય.
પરિણામમે જ્યાં જુવે હળાહળ ઝુરી ઝુરી જીવ જાય;
પ્રેમના નથી કીનારા ક્યાંય નકામાં પડશો ભવ જળમાંહ્ય

## પ્રેમ વિજયઃ– (દીવાની માશુક)

મોહીની લગાડી મીઠી દીવાની બનાવી રાણા,
અધવચ જાશોના પ્રીત તોડી.
તારી આશાએ રાણા સઘળાં સંબંધી છોડયા.
લાજ શરમ મેં તો છોડી હઠીલા રાણા—અધવચ.

તનડાના તાપે હું તો સળગી ઉઠી છું,
રગ રગમાં જવાલા મને જાગી હઠીલા.

**વીર ગર્જના:– (વગર મુડીનો) સાખી**

થવા જરદાર ચાહો તો કરો વેપાર માખણનો
અનેરો લાભ દેનારો ખરો વેપાર માખણનો
ન થાપણ જોઈએ ઝાઝી નફાની જાગતી બાજી
જગતને રાખવા રાજી ધરો આધાર માખણનો
જગત ઘડવાની જો શકતી મને પરમાત્મા આપે
બનાવુ તત્વ ત્યાગીને બધો સંસાર માખણનો

**વીર ગર્જના:– (રાગ ગઝલ)**

ગાફીલ તું સોચ મનમેં હરીનામ કયું બીસારા
સુનતા નહી બજે હય શીર કાહકા નગારા
જોબન ભરી હુયે નારી દીલકો લગી વો પ્યારી
જબ મૌતકી તૈયારી તુજસે કરે કીનારા
સુંદર હુયે દેહ તેરી હોવે ભસ્મકી ઢેરી
પલકી લગેના દેરી વૃથા કરે વીચારા
માયા કે જાલ માંહી મુરખ રહા ફસાઈ
બ્રહ્માનંદ મોક્ષ પાઈ હરી ચરનકો સહારા

ગરીબની હાય:— (કોમીક)

(બસ) તમે એટલેથી મહેરબાની કરજો....
મ્હારી પાસે આવશો મા.
બજ્યું ! મસ્તી તોફાન નહિ કરજો....
ઉંહું....શરસાવશો મા....તમે
તમે અરજી અમારી દીલ ધરજો....
માથું હલાવશો મા.
એક પ્યાલીની મહેરબાની કરજો....
ખાલી ચલાવશો મા....તમે
મ્હારો પાલવડો મૂકો મ્હારો જીવ ગભરાય,
એક પ્યાલી પી જાવ એટલે આરામ થાય.
મ્હારૂં અમ્મર ચુંથાય જરા ડરજો....
જાવ બોલાવશો મા.
તમે આઘેથી વાત નહિ કરજો....
મ્હને ગભરાવશો મા....તમે

ગરીબની હાય:— (કોમીક) ઘેર કેમ છે ?

ભાઇ જુઓ સંસાર, મારે બાયડીઓ માર,
તમે કરો વિચાર, ઘેર કેમ છે ?
અમે થઇશું શિરતાજ....થાશે અમારૂં રાજ,
તમે કરજો ઘરકાજ....વાત એમ છે....ભાઇ

મુઆ કાઢે શું દાંત....આ છે શિખવાની વાત,
મ્હને બૈરાની જાત પર વ્હેમ છે....ભાઈ

માથું દુખે જો પુરૂષનું તો બાયડી એ બામ છે,
એ બામનું માલીશ કરો તો બસ પછી આરામ છે.
બૈરાંથી આજે માન છે બૈરાંથી આજે નામ છે,
બસ ધકેલપંચા દોઢસો રાખનારો રામ છે.

* * * * *

આ પુરૂષની પિસ્તોલમાં બૈરાંનો ગોળીબાર છે,
માટેજ કહું છું બેઉને સમજી જવામાં સાર છે.
તમે કહો તો ખરા ભાઇ, કેવા ઘરમાં છે બાઈ,
આથી ડાહી કે સવાઇ, કેવી રે'મ છે?....ભાઈ
સાચું બોલજો ઓ વ્હેન, કેવી અંતરની નેમ,
આથી ઉતરે કે કેમ? કેવો પ્રેમ છે?
રે....મને ભાયડાની જાત પર વ્હેમ છે.
તો....મને બાયડીની જાત પર વ્હેમ છે....ભાઇ

## ગુર્જર—વીર (કોમીક) મોહભર્યું જોબન

હું તો કુંલડાં લેવા ગઈતી પીટ્યા માળીના ઘરમાં,
લુચ્ચો માળી મુજને ભાળી ખુશી થયો દીલમાં;
નયન ચાળા જોઈને એના, હું ડરી અંતરમાં. પીટ્યા
પાસે આવી મુખ મલકાવી હાર દીધો કરમાં,

હળવે રહીને હાથ દબાવી છેડ કરી છળમાં, પીટયા
મોહ ભર્યું મારૂં જોબન છે, હું તેની ફીકરમાં.
કૈક મુવા આશક થઇને મુજને રાખી છે નજરમાં. પીટયા

## કાશ્મીરનું પ્રભાતઃ— (કોમીક) તમારે બોલવુંના

શાણી સહિયરની સંગે મળીને જાઉં જમના તીરરે હાં,*
તોયે તમારે કાંઈ બોલવું ના.
માથે તમારે બેડલું મૂકી, ચાલું હું લચકાતીરે—તોયે૦
પુંદડી ફરતાં થાકો જ્યારે પગચંપી અમે કરશુંરે,
ખમ્મા, ખમ્મા, કહેતાં તમને હાં જીહાં અમે કરશુંરે.—તોયે૦
કામરૂ દેશે શીખવા જાશું કામણની રૂડી રીતિ રે,
કામણ કરી હું રંગ જમાવું થન ગન નાચ નચાવુંરે—તોયે૦
લાતો ખાશું સુંદર પગની મજબુત કરશું માથું રે
વાહવાહ વાહવાહ કેતાં તમને પગ તારા પંપાળુંરે—તોયે૦

## કાશ્મીરનું પ્રભાતઃ-(કોમીક) તમે જે કહેશો તે કરશું

આજ થકી નવ વાંકાં થાશું મુખ માગ્યું અમે દેશુંરે
તમે જે કે' શો તે કરશું
ક્રોધ થતાં હું લાત લગાવું મુંગે મ્હોંએ સ્હેશો;
હસતે મુખડે, મોઝમ રાતે, સેવા મારી કરશોરે—તમે૦
સુંદર સેજ બીછાવી સારી પુલડાંથી બહુ રમશું
થાક્યાં પાકયાં સૂતાં તમને વીજણે વાયુ વાશુંરે—તમે૦

**કાશ્મીરનું પ્રભાતઃ— (કોમીક)**

મારી આંખમાં તો કોઈ એક બેઠું.
અલિ! મને કાંઈ કાંઈ કે'છે.
મારા દિલમાં તો કોઈ એક પેઠું,
અલિ! મને હુંક ઊની દે'છે—અલી૦
વાતો સુણાવ અજબ કો પ્રેમની
બોલું તો દે નહિ બોલવા,
પ્રીતિના નીરમાં ડુબે આ નાવડી.
આવે મને ન એ તારવા—મને
મીઠું હસે છે ને ધીરે ખસે છે
વાંકાં નચાવે નેન એ,
વરસે છે વાદળીને ભીંજે છે કાંચળી,
કહેવી કોને જઈ વાત એ?—મને

**કીર્તિસ્થંભઃ— ( કોમીક )**

જાદુગર વીણાવાળા, સંભળાવ મંત્ર મરમાળા—
શું ભાન ભૂલ્યાં એ બાળા, આ નથી સ્નેહની શાળા.
.........................ઝણકારે જગવી જ્વાળા—હો જાદુગર
પાણી ભરવા આવ્યાં ત્યાંતો ઉતર્યાં પાણી અમારાં
મધુર નીનાદે પરવશ કીધાં, ચેતન હર્યાં અમારાં.
મોહ ઘેલછા આ આ નવ શોભે, લાજે શિયળ તમારાં.
.........................વિસરાય ન શબ્દ રસાળા—હો જાદુગર

**સતી દમયંતીઃ— (બે ભાનમા દમયંતી બોલે છે)**

હું કોણ તે ન સમજું સમજુ છતાં અસમજુ
કોને જણાવું દીલનું દુઃખ દર્દ દાહ તે શું
વાડી વસંત મારી ખીલેલી સો ફના થઇ
સમશાનમાં ફરૂં છું બાકી કશું ન સમજું
રડતાં સુઝી છે આંખો ગઇ છે કપાઇ પાંખો
લાચાર પંખીણી છું બાકી કશું ન સમજું
સલગીને જ્વાળામુખી પર્વત શીતલ થશે તો
અંતર સળગતી જ્વાળા ભેટી ગગન જશે તો
હું મસ્ત યોગીની છું અથવા વિયોગીની છું
તુંહી મંત્ર જપું છું બાકી બીજું ન સમજું

**સતી દમયંતીઃ— (ગાયન)**

ગયા શું મેલીરે મને ગયા શું મેલી,
મારા દેવ દયાળુ મને ગયા શું મેલી.
મેં તો જાણ્યુંતું વહાલા જનમ સંગાથી,
રણુ વગડે શું મને રડતી મેલી.
વસ્ત્ર ચીરીને વહાલા વેર શું વાળ્યુંરે,
અર્ધ ઉઘાડી કરી કાયા વેલી.
કેશ છુટા શીર અંગ ઉજરડારે,
આંખે અખંડ આંસુ ધારા રેલી.

ભાન ને સાન ભુલી ભુલી ભમું છું,
લોકો કહે છે મને ગાંડી ઘેલી.

**સતી દમયતી—** **(ગાયન)**

નીરખો નીરખો નયનોમાં મારો નાથ રમે,
નાથ રમે મારો પ્રભુ તો રમે.
ભવો ભવની સાધુ ભાવટ ભાંગે,
ઘટમાં રમૈયો મારો પૂરણ રમે.
જગ જગમાં સાધુ સઘળેજ જામ્યો,
અવઘટમાં પણ આપો આપ સમે.

**દેવ કુમારીઃ— સાખી (નંદન વનની કોકિલા)**

મને સ્નેહભર્યો સંસાર સખી વીણ સુનો લાગશે
મારી સ્નેહ વીણાના તાર હવે તો મીઠા વાગશે.
અરણ્ય વિષે આ કળી એકલી કોની સહરમશે
એકલું કેમ અહીં ગમશે.
અમી ઝરતાં પગલાં પાવન તુંજ, આ પગલે અમી ઝરશે
સ્નેહનાં સ્વર્ગ સદન ઢળશે.
નંદન વનની કોકિલા નંદનમાં સોહાય
માનસની હંસી વસે, ત્યાં માનસ થઈ જાય
મધુરા મુનિવર તમ સંગે, રમશે રસભીની રસ રંગે
બ્રહ્મસદનની શોભા અવની અમર ભુવન કરશે
પછી કયમ સખીઓ સાંભરશે—મને.

**દેવ કુમારીઃ- (પરનારીની પ્રીતિ કેવી હોય છે ?)**

ઓ ! નંદનવનનાવાસી મધુકર ઉપજી મતિ આ શી
પરનાર પ્યારના પ્યાસી, એ પંથ છે આત્મ વિનાશી.
માનસ સરના રાજહંસ કયમ મલિન આવાશે તું ખોળે.
જાળમરેલી કાંચનની શીદ મલિન સલિલમાં બોળે.
જરી જોને આંખ વિકાશી.
પરનારીની પ્રિતલડીએ અનર્થ શા શા કીધા.
ધર્મી ધ્યાની મુનિયોગી ભુલાવી તન મન ધન હરી લીધ
કીધા કેવળ નર્ક નિવાસી.

**દેવ કુમારીઃ— કવાલી (પુષ્પ વિનાની વાડી)**

સાર વગરના સંસારે, જો શુશીલ સુંદરી મળે.
સ્નેહનાં અઢળક સુખડાં ઢળે.
મ્હેલ મઝાના હોય ભલે, કયમ દીપક વીણુ ઝગહુળે.
પુષ્પ વીનાની વાડી વીના, જળ સરવરને શું કરે.
કાંઠડે પ્રવાસી તરસ્યા મરે.
પુરૂષ જીવનમાં પ્રમદા ગુણવંતી, સત્ત્ર અલૌકિક ભરે.
બ્રહ્મા વિષ્ણુ, મહેશ, ઇચ્છા ગૃહસ્થાશ્રમની કરે.
ત્રિવીધના તાપ સહજમાં ટળે.

**સોહીની લક્ષ્મીઃ- કોમીક (હિન્દ ભુમીના વખાણ)**

માતૃ ભુમી અમ પ્યારો જગમાં, જય જય હિન્દુસ્થાન,
અમારો જય જય હિન્દુસ્થાન.

અખીલ વિશ્વમા દેવી ભુમી, અમ પ્યારો હિન્દુસ્થાન.
કર્મ ભુમી ભારત ક્યો જાણી, ગીતા કૃષ્ણના મુખ ગવાણી.
રામાયણના ગાન ભારતમા ( ૨ ) અખીલ
સીતા કુંતા તારા રાણી, દમયંતી વન વન ભટકાણી.
અનસુયા ધન્યવાન ભારતમાં ( ૨ ) અખીલ

**લોહીની લક્ષ્મીઃ- કોમીક (હાય રે મારા પૈસા)**

હાય રે મારા પૈસા કે વોય રે મારા પૈસા
તારા વિના છે ફોકટ આ અવતાર પ્યારા પૈસા
મુરખ લોકો મોટાઇ કરીને મુખે બોલે રામ રામ
પણ હું તો મારા મનથી માનું દામ એ મોટો રામ-હાય રે
નામ મળે છે ને ધામ મળે છે રમતા મળે છે રામ
દામે જો હોય તો ગામગામમાં સૌ કરે છે સલામ રે-હાય રે
( માટે એ મારા પૈસા )
તને તો હું સંગે રીઝાઉં તને રંગે રીઝાઉં
કાંઇ મરી મરી જાઉં મારા પૈસા.
રે હાય રે મારા પૈસા કે વોય રે મારા પૈસા

**લોહીની લક્ષ્મીઃ- ( મતી વિનાના માનવી )**

મતિ વિહિન થઇ માનવીઓ મૂકી ચાલે મરમ
લેશ નથી લજવાતા એતો કરતા કાળા કરમ
શૂન્ય થયાં સૃષ્ટિના જન સહુ છોડી દીધી શરમ
ભૂલી ભય તુજ ભાવનાઓનો, ભાંગ્યો છેક ભરમ

તુજ મર્યાદા પ્રભુજી મારા કરી મુકી કેમ
જાણે નથી કોઈ ન્યાય અંતમાં નથી પુછનારા જમ.
મુજ યુવક બંધુજનને આ ગુણીયલ દેતું ગમ.
મનથી મથે સંભાળવા કાજે ધરતી માંહે ધરમ.

**લોહીની લક્ષ્મી:- (લગ્નનું વાજું)**

પૂરી તો ગયું રે વાજું પૂરી તો ગયું
મારા આ લગનનું વાજું ફરી તો ગયું
મેં તો માન્યું તું કે પરણીશું નાની નારી
હાય પણ એ મનડું મારૂં મરી તો ગયું—મારા
ઉની ઉની હુંફ રૂડી હૈયે ધારીતી મેં તો
પણ એ ઠાલું થઇ ટાઢું ઠરી તો ગયું—મારા
હૈયે આ હાશ બદલે ઉઠે હાયકારા મુજને
ભડકાવી ભુત એમાં ભરી તો ગયું—મારા

**લોહીની લક્ષ્મી:— (સ્ત્રી ધર્મ)**

સમજાવી પતિને સુધારવો એ ધર્મ ધર્મ ધર્મ
રસ લેતાં પતિને રીઝાવવો એ કર્મ કર્મ કર્મ
પતિ પત્નિનો સબંધ આ સંસાર જે બંધાય
સુખરૂપ તે વ્હેવાર થવાને ગુણીયલ સ્ત્રી ગુંથાય
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને
વ્યસની કેફી નિરબળ દુરગુણી અવળા પંથી જેવો

ચતુર સ્ત્રીએ તે સમજી જઇને સ્હેજે સુધારી લેવો

એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને

એકનિષ્ટ થઈ અંહભાવ તજી નિરમળ હૃદય જો કરીએ

તારીએ પ્રભુ દેવ સાથ આપણુ પણ સ્હેજે તરીએ

એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને

**લોહીની લક્ષ્મીઃ- ગરબો (ઘરડા વરની લોથું)**

આગળ કાપ્યાને પાછળ મોર્યા વચમાં ઘરડા વરની લોથું રે

ઘોડી આઠ પગાળી

ચાર ચાર જાનૈયા વરને ખાંધો દઈ ચાલે ને

પાંચમો લેશેરે વરની તોલડીરે

( નહીં નહીં અણુવરનો ઝોરણો )

પાછળ જાનડીઓ ગાશે ગીત શુરમાં

હાં હાં રે વરને હાથે મીંઢળને મરડાશીંગી (૨)

હાં હાં રે વરને વળીઓ જોશેરે ધીંગી ધીંગી (૨)

હાં હાં રે વરને ખપાટીયા જોશે રે દસબાર (૨)

હાં હાં રે વરને શીંદડી બાંધવાને શેર ચાર (૨)

આગલ કાપ્યાને પાછળ

**લોહીની લક્ષ્મીઃ- (ભજન રાગ)**

મનવા કેમ તને સમજાવું, કેમ તને સમજાવું–મનવા

રાત અંધારી રાહ નવ જડતી, દેશ કયે લઇ જાવું–મનવા

મુજ મન ભમરા સમ ભરમાતું, કઈ રીતે સમજાવું–મનવા

**વીર-હમ્મીરઃ-** **( કોમીક ગાયન )**

આ નખરાં કરતાં નારી પરણીને કરશું પ્યારી.
મારી મીઠી મધુરી મેના માલતીઃ
શી ચાલાકી છે મારી આ નરની કીધી નારી,
કાકો કુટાશે કોક ને આ બાવો મુકશે પોક.
મારી ડબલ દલાલી વસુલ થઇ
ઇએ ઠીક પણ બેટા લુંટીને થાજો છેટા,
મળશું હેરીપુરમાં દીકરા માલજી—મારી
મસ્તરામ તે મ્હોશે પણ આ દલાલ દીકરો રોશે.
પીટ્યો આવ્યો પરણવા શંખભારથી—મારી
મક્કરપુરા જઇએ ત્યાંતો હલવા પુરી ખાઇએ-મારી

**વીર-હમ્મીરઃ- ( મનમાં કંઈ કંઇ )**

પ્રેમીને પ્રેમી વર મળતા મનમાં કંઈ કંઇ થાય છે
ઉંડા અંતરના ઉમળકા ઉછળીને ઉભરાય
જોયું જોવાય નહિ મોહનના મુખ સામે,
બોલ્યું બોલાય નહિ વ્હાલાના બોલ સામે.
પ્રેમની એ શું ખુબી છે ?
મદ ઘેરાય છે હૈડે રસ છલકાય છે.

**વીર-હમ્મીરઃ—** **( પ્રેમના પાઠ )**

કંઇ પ્રેમની કળા શીખાવો, પરણીને લેવા લ્હાવો.
મને પ્રેમના પાઠ પઢાવો પ્રેમી પ્રેમ બતાવો.
પ્રેમી પ્રતિમા પહેલાં જોતાં નયનો નીચા ઢળી પડે.

શરમ ચઢે ધડકે ઉર તોયે નયને નયનો ગજબ લડે.
કરે પુરૂષનો શિકાર સ્ત્રીઓ પ્રેમની જાળ પ્રસારી.
કહે છે કવિઓ પ્રેમ તણી તો કળા અજબ છે ન્યારી.
પ્રેમી રસનું પાન કરે તો પ્રેમની ચડે ખુમારી.
મીટે મીટ મળે મધુરી તો લજ્જા મુકેલી સારી.
પ્રણય પરીક્ષા પાસ થવામાં પીડા બહુ છે ભારી
વાહ ભાભી છે વાહ તમારા પ્રેમ તણી બલીહારી.

**ઉષા કુમારી:- (કાકાનો ડબ્બો ગુલ)**

આ બે ફુલ લેજો જાની
કાકા જોડી મળી મઝાની
ભાઈ વાત નથી પુછવાની

હૃદય સરોવર તટપર ઉગ્યા મોંગા ને અણુમુલ,
કાકા બોલતું બુલબુલ ભત્રીજા ડબ્બો ગુલ.
હતા આજ સુધી બાયડીના કાકા વાંધા,
ફર્યા આજ સુધી કાકા ભત્રીજા વાંઢા
જોડી આ જુગતી મળી મેળવ્યા પ્રભુએ સાંધા.

**ઉષા કુમારી:- (નકામો મનમાં કાં ફુલે)**

નાશવંત નર દેહ નકામો, મનમાં કાં ફુલે માનવી.
ચીત્ર વિચિત્ર છે વિશ્વ રંગ તું, ભરમે કાં ભૂલે-જીવડા
ઇંદ્રજાળો નીરખી તું મનમાંહી કાં રળીઆત છે.
માટી તણો સંસાર આ સૌ માટીની મ્હેલાત છે.
માટીની માનવ જાત છે આ માટીનો ચળકાટ છે.
છે ચાર દિવસની ચાંદની અંતે અંધારી રાત છે.

કીર્તિસ્થંભ:- (કોમીક ગાયન)

મારે સાસરીએ જઇ કેહેજો એટલડું
પ્રીતમજી આણાં મોકલે.
મને પીયરીયામાં હવે લાગે એકલડું, પ્રીતમજી આણાં મોકલે
રાત જાગી જાગીને જાય છે
આંખ મીંચું તો સ્વપ્ના દેખાય છે
મારૂં હેડું ભાન સાન ખોઇ થઇ ગયું ભુલકણું-પ્રીતમજી
મને મ્હેણાં મારે છે સાહેલડી
ફાલી ફુલી છે જીવનની વેલડી
ઘેલી થઇ છું વીરહે બળે છે કાળજડું—પ્રીતમજી

કીર્તિસ્થંભ:- (કોમીક ગાયન)

મનડાની મનમાં સમાય રે એ ભાભી મારાં-મનડાંની.
મારે કાળજડે લાગી લ્હાય, રે એ ભાભી મારાં.
આશા કૈં કૈં બાંધીતી મનમાં ધાર્યું તું મેં તો
લઇશું રસિકતાના લ્હાવ—
ત્યાંતો ગમાર જેવા ચાળા નીહાળીએના
આશાની વેલડી સુકાય—
લોકો કહેશે કે અમે થયા સંસારી, પણ સળગ્યો સંસાર
ભોગી થયાં પણ વિયોગી જેવાં, જીવ્યું આ કેમ જીવાય

**કીર્તિસ્થંભઃ-** **(રસનાં સંગીત)**

અમે તરસ્યા તમારાં સ્નેહનાંરે
પ્રશ્ન ટાળ્યા અમારાં સંદેહનાંરે
હવે શીખો સંસારની રીતરે—અમે૦
ગૃહિણી છો તમે ગુરૂજી અમારાં
ચેલા થયા અમે આજથી
કહ્યાં અમારાં કરજો પ્રીતમજી
શીખવશું રસના સંગીતરે—
વર્ષોથી વિદ્યા ભણી, શીખ્યા શાસ્ત્રઅમૂલ,
શિખ્યા નહિં વહેવાર તો એ શિક્ષણમાં ધુળ

**ચંદ્રભાગાઃ—** **(અમૃત સરોવર)**

આ અમૃત સરોવર ભરીયું મ્હારા હંસલાને કાજ
એરે હંસલા વીણ અવર નહીં કોઇ અમૃત નીર
પીનાર—અમૃત.
અવસર આવે રીઝાવશું માનીતા હંસરાજ
નેહ થકી તેડાવશું મનની મૂકી લાજ
નિરમળ નીરની સુંદર લહેરો ભેદુને લોભાવશે
તટપર ઝુકી રસ ભર આંખે હર્ષ બિંદુ વરસાવશે
અંતર છીપમાં બિંદુ ઝરશે મોતી મોંઘા જામશે
ચતુર હંસલો ચારો ચરતાં અળગો રજ પણ ના થશે
રહેશે સરવરમાંજ— આ અમૃત

**ચંદ્રભાગા:- હું તો તમારી થઈ ચુકી (ફેમીક)**

ચાહે માનો કે ન માનો હું તમારી થઈ ચુકી
માનો માનો હું તમારી થઇ ચુકી, અરે-ચાહે.
અંતરથી મળી જઈ મમ મતને, ના ગણો કશીએ હરકતને
ભેદ ટાળી છાનો-માનો માનો હું તમ ી થઈ ચુ ી-અરે

**ચંદ્રભાગા:- (ચેત ચેત વખત વહી જાય છે) ભજન**

એકલું જવું છે રે જીવ તારે,
ફોકટ ફાંફાં અફ્યા શિદને મારે—એકલું
પડી રહેશે ઘરબાર સહુ, પુત્ર અને પરિવાર.
રામ નામ રસના રટી, સફળ કરો અવતાર.
પાણી પુર જીંદગાની જાય છે ચાલી,
પીંજરૂં પડયું રહેશેરે ખાલી.—એકલું
મમતાથી હરિ વેગળા, સમતામાં પ્રભુ પાસ.
મનની મમતા મારતાં, ટળશે ગર્ભ નિવાસ.
ચેત ચેત ઘેલા વેળા વહી જાય છે,
કાળ ફાળ મારીને લેવા ધાય છે.—એકલું.

**વીલાસી (આત્મા:- બધા રંગીત પડછાયા) કવાલી**

મળ્યો માનવ જનમતો માનવી પરમાત્માથી ડર
ન કર એ કર્મ કે જેથી બને નારાજ પરમેશ્વર
પડ્યા છે કંઈક બંધન મોહના આ અવનીની ઉપર
જરા ચુકીશ કે દુષ્કામની ઠોક થશે હાજર
મળ્યો છે જન્મ માનવનો સુનીતી ભાઈ પ્યારી કર

સદ્દગુણ સત્‌કર્મથી પવિત્ર સફર્‌લું આઈ તારી કર
તજી દે ખાકના પુતળા અનીતી પાપને માયા
બધા ફેરગીત પડછાયા
થવું છે ખાક તો ભાઈ બધાથી ખાક સારી કર
ગયા ધર્મી ગયા પાપી ગયા પાગલ ગયા શાણા
હતા ના હતા કહેવાયા.
જીવન બે દીન છે ભાઈ અમર તો એક છે ઈશ્વર

**વીસમી સદી:- (વ્હેમનાં પરીણામ)**

વ્હેમનાં વસમાં છે પરિણામ,
સુખી થઈ કંઈ બન્યા સ્મશાન—વ્હેમ.
ઋષી મુની ને શુર મહારથી, શાણા મૂર્ખ તમામ.
વણસાડ્યું બીજ પ્રેમ વ્હેમથી, સળગાવ્યા સુખ ધામ-સુખી
નારી આખર નીચ જાત છે, અંતર ઇશ્કની હામ,
થઈ ન કોની કે ન થવાની, સ્થીર ન રહેતી ઠામ
જગતમાં નારી નરકની ખાણ.
નરનારી કલ્લોલ કરે નીત, પીએ સુધારસ જામ.
સુખશાન્તિ આનંદ આબાદી, વ્હેમે કર્યાં હરામ-સુખી
ગોર વદન અંતર છે કાળું, નયને વસતો કામ.
એક કટાક્ષે નરને મારે, પળમાં કરતી ગુલામ-જગતમાં.
પુરૂષ પ્રબળ નારી છે નિર્બળ, શાને કરો બદનામ.
લંપટ પુરૂષો જઈ લલચાવે, સેંકડો ભરી સલામ-સુખી

**કીર્તિસ્થંભ:— (કવાલી) સુકીર્તિના સ્થંભ**

સાગર માંહી સમાય નહિં ને કાળ ન જેને ખાય,
ચંદ્ર તેજથી ઉજવલ જેની ઝલકે સહુ ઝંખાય....
સુકીર્તિ અમૂલ્ય ધન કહેવાય—
મેળવાય જે માથાં સાટે, પ્રાણુ ખોઇ પરમારથ માટે
પ્રાણુ જાય પણ પ્રમાણુ જેનાં, વિશ્વ વિશ્વે રહી જાય–સુકીર્તિ.
બીજાનાં દુઃખો પરિહરવા, જે પોતાના સુખ વિસરતા
પુણ્યશાળી એ પરમાર્થી નર જુગ જુગમાં પુજાય–સુકીર્તિ.
નથી કીર્તના કોટ ચણાતા, પણ જનતા હૃદયે રોપાતા
"કીર્તિસ્થંભ" એ જે પ્રહ્યાથી, ભુંસ્યા નવ ભુંસાય–સુકીર્તિ.

**કીર્તિસ્થંભ:- સમયના રંગ (ચડતી પડતીનાં ચક્ર)**

એક સમય એવો હતો, હતાં રાજ્ય ધન ધામ
આજ સમય છે એજ કે, સરવર તીર મુકામ
મનવા .... .... .... નવ કરીએ કંઇ કલેશ.
કોઇ દિન હોયે રાજ સિંહાસન, કોઇ દિન સાધુ વેશ
ચડતી પડતી ચક્રનાં એ સઘળાં તોફાન
નહિં હર્ષ કે શોક જ્યાં હરિ ઇચ્છા બળવાન—

**કીર્તિસ્થંભ:- (એવા દિવસો ક્યારે આવશે)**

દિવસો વીતે વાતવાતમાં, નાની લાગે રાતજો
જાણે હમણાં રાત પડને, હમણાં થયું પ્રભાતજો
એ તો એ દિવસો તે ક્યારે આવશે.

આણાં આવે સાસરીયેથી કરે મશ્કરી સહીયર જ્યારે
ઉપરથી રીસાઇયે ત્યારે, હૈયે હોયે નિરાંતજો—એવા.
ભાન રહે નહિં રાત દિવસનું, રસમસ્તીની વાતો કરતાં
જાય હજારો રાત છતાં પણ, ખુટે નહિ એ વાતજો-એવા.
જે ઘડી આખા જીવનભરમાં, એકવાર આવે જીવતરમાં
એ ઘડી આગળ આ જીવતરની, કંઇયે નથી વિસાતજો-એવા

**કીર્તિસ્થંભઃ— (રાગ કવાલી)**

પ્રેમ પ્રભુનું રૂપ છે, સહેજે સહિ સમજાય
સત્ય પ્રેમને સમજતાં, કૈંક જીંદગી જાય
આ કિનારે છો તમે, સામો કિનારો દુર છે
છો હજી સરિતા મહિં, સાગર તમારો દૂર છે
છે તોફાની પ્રેમ સિંધુ, નાવ નાનું હૃદયનું
નીર છે ઉંડા ખડક ઉંચા, હજારો દૂર છે
અધવચ દીવાના ત્યાં ડુબ્યા, દાના ડુબ્યા કાંઠા ઉપર
કેમ સાગર એ તરાશે, એ પ્રકારો દૂર છે—

**કીર્તિસ્થંભઃ— (રાગ કવાલી)**

આ પૃથ્વિ છે પરમેશની, પૃથ્વિપતિ એ એક છે
જ્યાં ભૂપતિ છે કૈંક, પણ ભૂમિપતિ એ એક છે–
જે અન્નનાં કણ એકમાં, લાખો કણો ઉત્પન્ન કરે
જે બીજમાં વૃક્ષો શમાવે, અકળ અતિ એ એક છે–

જેની દયા મોટા થકી પણ, રંક પર ઝાઝી રહે
એ દીનનો આધાર જેની, અકળ ગતિ એ એક છે–

**વીર ગર્જના:– (ઘોડો પકડવામાં ગધેડું ગયું)**

હું કથની મારી આવી શીરપર આફત ભારી
વેરી વીધાતા રૂઠી દશા થઈ માઠી
ઘરબાર નાઠાં નોકરી નાઠી
આવી ફાંસી નસીબે અણધારી.... .... .... ....
સુખ સાહ્યબી લેવા જતાં જે હતું તે પણ ના રહ્યું
ઘોડો પકડવા જતાં ઘરનું ગધેડું નાશી ગયું
અફસોસ પ્હેલાં શું હતો આજ હાલત શી થઈ
રાજ લેવા જતાં લંગોટી હતી તે વહી ગઈ
જાગી નશીબે મોકાણ પાકી ખુની ઠર્યો છું
મરવું છે બાકી
જય માધવ મુકુંદ મોરારી..................આવી

**કીર્તિસ્થંભ:— (જીવનના નાવ)**

અમે સોંપ્યા જીવનના નાવ એ કાંઠડે ઉતારજો
જેવાં તેવાં તોય આશરે તમારે
ભવસાગરમાં નારી નૌકા, કર્ણધાર કાન્ત બની તારજો–
હું સમ તો જ્યોતિ તમે, હું જીવ તો જીવન તમે
હું સ્નેહ તો છો રસ તમે, જડ દેહના ચેતન તમે

એ ઉભયના સહવાસમાં, સંસાર સુખ રહેલ છે
તારક અને તરણી મળ્યા ત્યાં સિન્ધુ તરવો રહેલ છે-

**વિર ગર્જના:- (રાગ-શેર) શેરને માથે સવાશેર**

અગર પૃથ્વીરાજ હું હોતે ન દીલ્લી સર કદી થાતે
દુશાશન હું હતે તો પાંડવો સૌ સાફ થઈ જાતે.
હતે હું જુલીયસ સીઝર ચમકતે એશીઆ અંદર.
સીકંદર હું હતે તો સર્વ દુનીઆ થરથરી જાતે.
હતે રાવણ કદી જો હું ન ચાલે વાંદરાઓનું.
શીતાજી હું હતે તો સીંહગઢ ઉપર ચડી જતે.

**વિર ગર્જના (કોમીક) રખડેલ સ્વામીના ગોટાળા.**

વેશ્યને ઘરમાં લાવીને બન્યા ગધેડા વ્હાલા
ભુલ્યા ભાળીને ભામા આ ગોટાળા ઝાલા
આયા અબતુ ઠીકાનેપર કર કે મુંકાલા
ટાળ્યા ટળશે ના શાણા ભાઇ બ્રહ્માના
લેખ લખાણા આડે રસ્તે જઈ ભાસે ભરાણા
અરે વાહરે સજન શાણા
ઠોંસા ખાધા લીધી બાધા
જો જો રખડુ સ્વામીના અંતે થાયે આ ગોટાળાં.

**(સમાપ્ત)**

છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

**બુકસેલર મણીલાલ ભાઈશંકર વ્યાસ (સુરતવાલા)**

સ્ટેશન રોડ, વીનસ સીનેમા પાસે, **સુરત.**

છાપનાર—**મણીલાલ ભગવાનદાસ**

શ્રી "મોહેશ્વર" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ—**સુરત.**